શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ

સ. સ્વા. પુરાણી નંદકિશોરદાસજી

વિરચિત

# આહરજીની અદ્ભુત લીલા

ધ. ધુ. આ. શ્રી ૧૦૮ શ્રી વાસુદેવપ્રસાદજી
પુરુષોત્તમપ્રસાદજી મહારાજશ્રીની આજ્ઞાથી

પ્રસિદ્ધ કરનાર

વકીલ છગનલાલ હરિલાલભાઈ

( હાલ કલોલ ) મુ. લસુંદ્રા

પ્રત : ૫૦૦ સંવત : ૧૯૮૭ ફા. શુ. ૩

અમદાવાદ

ધાનકોરના નાકે શ્રી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં
પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપી

મૂ. ૦-૩-૦

# શ્રી હરિકૃષ્ણાય નમો નમઃ

## દોહા.

આદરજમાં અવી નાશીયે લીલા કરી અદભૂત
ધમાંસણાથી આવીને દાસ કર્યા મજબૂત. ૧
તે લીલા વર્ણન કરૂં કિંચિંત કોટીક ભાગ
સાંભળતાં સહુને રૂદે, ઉપજે હરખ અથાગ. ૨
ધન્ય હવન બાઇ ભક્તને ધન્ય રતુજીત દાસ,
જેને અર્થે આવીયા, આદરજમાં અવીનાશ. ૩

### પદ રાગ ગરબી.

### ભજ્યો નહી ભગવાનરે. એ ઢાલ.

આદરજ ભણી વાલો વીચર્યારે, ધમાસણાથી જે વાર,
ખબર કરવા રતુખાંટને એક છુટયો અસ્વાર. આદ. ૧
સુણ્યા સમાચાર રતુખાંટે આબાદ,
વગડાવ્યા ઢોલ ધન્યવાદના સાથે પડા વ્યાસાદ. આદ. ૨
જાણુ થયું બારે પુરમાંરે. ઢોલ ધમકયા જે વાર,
શ્રીજીને સન્મુખ ચાલવા. સર્વે થયાં તેયાર. આદ. ૩
હરિના સમાચાર સાંભળીરે, વાધ્યો હરખ અપાર.
પુષ્પ વેરીને ઘર આંગણું, કરી શોભા તે વાર. આદ. ૪
સ્થંભ કેલો તણા રોપીયારે, બાંધ્યાં તોરણ દ્વાર,
આસોપાલવને આંબા તણાં, ભેલા પુષ્પોના હાર. આદ. ૫

ગંભીર ગંગાસર નીરનારે, ભર્યા કલશ અપાર,
મધ્યે મેલ્યાં પત્ર આંબનાં, ઉપર શ્રીફૂલ સાર. આદ. ૬
મંગલકારી કામ આદર્યુંરે, આદરજ મોઝાર.
નંદકીશોરદાસ ગાય છે, ધન્ય ધર્મકુમાર. આદ. ૭. **પદ ૧**
સામૈયું કરવા શામનુંરે, પુરવાસી નરનાર.
ઉમંગ ભર્યા સર્વે આવીયાં, લેને ભેટચું અપાર. સામૈ. ૧
શ્રીજીને સન્મુખ આવીયારે. ખાંટ મુલજી તે વાર,
સુત રતુજીત સંગમાં, બાદરખાંટ ઉદાર. સામૈ. ૨
નેજા નીશાન અબદાગરીરે. પતાકાનો નહી પાર,
હસ્તે ગ્રહી સહુ ચાલીયા, કૈકપાલા અસ્વાર. સામૈ. ૩
સુજાબાને હવનબા આદીરે બીજી બાઇયો અપાર.
સામૈયામાં સહુ આવીયો, સજી સોલે શણગાર. સામૈ. ૪
વસ્ત્રો જરીનાં પેરીયાંરે, પેર્યાં ભૂષણ અપાર.
કંચન કલશ શીરે શોભતા, હાથે પુષ્પોના હાર. સામૈ. ૫
માનુની મંગલ ગાયછેરે, ધન્ય ધર્મ કુમાર.
અવસર અલોકીક આપીયો. અલબેલે આવાર. સામૈ. ૬
નજીક શ્રીજીને સાંભલી કર્યારે, બંધુકુના અવાજ,
નંદકીશોરદાસ ગાય છે. સર્યાં સર્વેનાં કાજ. સામૈ. ૭.

## પદ. ૨ પુરૂ.

ગોવીંદ ગંગાસર તીરમાંરે, પોતે આવ્યા જે વાર.
રતુજી ખાંટે ઉમંગથી, પુજ્યા ધર્મકુમાર. ગોવીંદ. ૧

કેસર ચંદન ચતુરાઇથીરે, ચરચ્યું શ્રીજીને ભાલ.
કુંકુમ કટોરી ગ્રહી હાથમાં, કર્યો ચંદ્રક લાલ. ગોવીં. ૨
ઉંટે ત્રંબાલુ ગડગડેરે, અશ્વે ડંકો વીશાલ.
વાજાં વાગે બહુ ભાતનાં, શરણાઇયોનો તાલ. ગોવીં. ૩
ઉચ્છવ ઉમંગભર આદર્યોરે, વાગે ઝાંઝ પખાજ.
દર્શન કરવા સહુ આવીયાં, પડતાં મુકીને કાજ. ગોવીં. ૪
શ્રીજીના ચરણ પખાલીયારે, ગંગાસરનેરે નીર.
પાન કર્યું ભલાભાવથી, બીજું ચડાવ્યું શીર. ગોવીં. ૫
શ્રીજી સંઘાથે શોભતારે, પાલા કાઠી અસ્વાર.
ભાલાં ચલકે સૌના હાથમાં, કેડે તીખી તરવાર. ગોવીં. ૬
ઉમંગ આવ્યો સૌના ઉરમાંરે, જાણી ધર્મકુમાર,
નંદકીશોરદાસ ગાય છે, ગુણહરીના અપાર. ગોવીં. ૭

## પદ ૩ જુ.

પ્રેમે કરીને હરી પુજીયારે, જાણી પોતાનાં ભાગ,
સેવા મલતી નથી દેવને, એવો જાણીને લાગ. પ્રેમે. ૧
હાર પેરાવ્યા હેતથીરે, કંબુ કંઠ મોઝાર,
અતરદાની લૈ હાથમાં, છાંટયું અત્તર સાર. પ્રેમે. ૨
થાલ ધર્યો સોના મોરનોરે, હરી આગે તે વાર,
પછે પુજ્યા સહુ સંતને, ધરી અંતરમાં પ્યાર. પ્રેમે. ૩
ધર્મ કુંવરને નીરખીરે, નેણાં તૃપ્ત ન થાય,
સંત સહીત ઘનશ્યામને, ધાર્યા અંતર માંય. પ્રેમે. ૪
વિપ્રો વદે મંત્ર વેદનારે, હૈયે હરખ અપાર.

દુર્લભ હરી જશ ગાય છેઃ નરનારી જયકાર. પ્રેમે. ૫
પ્રારથના પ્રભુની કરીરે, જુગલ જોડીને હાથ.
અલબેલા આદરજ ગામમાં, ભલે પધાર્યા નાથ. પ્રેમે. ૬
સામૈયું અદભુત શામનુંરે, થયું આદરજ મોઝાર,
નંદકીશોરદાસ ગાય છે, ધારી ધર્મકુમાર. પ્રેમે. ૭

## પદ. ૪ પુરૂ.

## પદ રાગ ગરબી.

### નારાયણ નામ લેને તું પ્રાણીરે. એ રાગ.

આદરજ આવ્યા શામલો સુખકારીરે, રતુખાંટની કીરતી વધારી. આ. સર્વે હરીજન સન્મુખ આવ્યારે, મોંઘા મોતીડે હરીને વધાવ્યારે, ઘેરા ગુલાબી હાર પેરાવ્યા. આદર. ૧ વાજાં વાગેને ધુમ મચાવે; સર્વે માનુની મંગલ ગાવેરે, હવન બાઇયે પુંજ્યા ભલે ભાવે આદરજ. ૨ આવ્યા ગામમાંહી બહુ નામીરે, સાથે સંતવાણી નીશ કામીરે, નીરખી સર્વેની વરતી વીરામી, આદરજ. ૩ હરીને ઉતાર્યા સરોવર તીરરે, ઘણી આંબલીયું જ્યાં ગંભીરરે. સંગે કાઠીપાલા સુવીર, આદરજ. ૪ હરીની સેવા કરવા મન ભાવીરે, અષ્ટ સીદ્ધા નવ નીધી આવીરે, રતુ ખાંટના ઘરમાં રહાવી. આદરજ. ૫ વાલો જમવાને પુરમાં પધારેરે. શિરછત્ર ભગુજીત ધારેરે, ન્યાલ કરીયા છે ધર્મકુમારે. આદરજ. ૬ મુક્તમુની સભા જીતી આવ્યારે. વટપત્તનની વાત લાવ્યારે. પુષ્પના હાર હરીયે પેરાવ્યા. આદરજ. ૭ ગર્વવાલાનો ગર્વ ઉતારીરે,

ફરી સ્વામીનું સનમાન ભારીરે, ખમી શકયો નહી અહંકારી. આદરજ. ૮. નીર્વિકલ્પાનંદ બોલ્યા વાણીરે, અહંકાર અંતરમાં આણીરે, મારી સત્તા કોઇએ નવ જાણી. આદરજ. ૯. મુને મોકલ્યો હોત જો ત્યાંયરે, વાલાયે વટપત્તન માંયરે, ફરી આવત કાંયનું કાંય. આદરજ. ૧૦. અભીમાનીની જાંણીને આશરે, શ્રીજી અંતરે થયા ઉદાસરે, વર્ણવે નંદ કીશોરદાસ. આદરજ. ૧૧ પદ. પદ ૧ પુરૂ. અભીમાન ટાલવા અલબેલરે, કર્યો હરીયે અલૌકીક ખેલ અ૦ અવીવેક શ્રીજીમાં કરાવ્યોરે; અંતરે અતી અવગુણ આવ્યોરે. માયાને પેસવા લાગ ફાવ્યો. અભીમાન. ૧. માયાયે દીધું અંતરે દુઃખરે, ટલી ગયું શ્રીજીતણું સુખરે, અભીમાની થયો તે વિમુખ. અભીમાન. ૨. જાણી જનની અવલાઈ ભારીરે, વાલો અંતરે ઉંડુ વીચારીરે, થયા ઉદાસી દેવ મોરારી. અભીમાન. ૩. નથી રહેવું સતસગમાંઇરે, નથી કહેવાનું કોઇને કાંઇરે. સહુ સાંભલજો બાઈ ભાઈ. અભીમાન. ૪. એવું વચન હરીયે પ્રકાશુંરે, આવ્યાં સંતોની આંખોમાં આંસુરે, જાંણે મંડાણું ભર સોમાસુ. અભીમાન. ૫. અવીનાશીને દેખી ઉદાસરે, સંત હરીજનોને થયો ત્રાસરે, હાથ જોડી બોલ્યા સહુ દાસ. અભીમાન. ૬. વાલા આવું કરવુંતું આત્તારેરે, શીદ સતસંગ ફેલાવ્યો ત્યારેરે, જીવવું કે મરવું અમારે. અભીમાન. ૭. વાલા ટાલો અંતરથી ઉદાસીરે, માવા મેર કરી અવીનાસીરે, રહો સતસંગમાં સુખરાશી. અભીમાન. ૮. વાલા જેમ કેશ્યો

તેમ કરશુંરે, પુછયા વીના પગલું નવ ભરશુંરે, ચીત તમારાં ચરણુમાં ધરશું. અભીમાન. ૯. ગુના અમારા માફ કરીનેરે, ધર્મકુંવર ધીર ધરીનેરે. આવું વાકય ન કેશો ફરીને. અભીમાન. ૧૦. સર્વે સંતોને ઉદાસી જાંણીરે. વાત કરી છે સારગ પાણીરે નંદકીશોરદાસે લખાણી. અભીમાન ૧૧ **પદ ૨ પુરૂ.** અલબેલે આદર્યું મોટુ કામરે આદરજમાં આવી ઘનશામ અલબેલે આદર્યું. સતસંગનો જે વ્યવહારરે, અમને પુછશોમાં લગારરે ઠરાવો કોઇ ઉપાડનાર અલબેલે ૧. ત્યારે સંત બોલ્યા જોડી હાથ રે તમે સાંભલો હેદીનાથરે રક્ષા કર જો રાખી ને સંઘાથ અલબેલે. ૨. શ્રીજી સાંભલો અમારી અરજીરે ધાર્યુંકરોને ધર્મકુંવર જીરે. નહી લોપીયે તમારી મરજી અલબેલ ૩. સંતવચન સુણી ભગવાનરે. અભીમાનીનું મેલાવ્યું માન મહેર કરી બોલ્યા મેહરબાન અલબેલે ૪. બેગાડાપર ઢોલીયા ઢલાવ્યારે બબે સંતો તે પર પધરાવ્યારે ઉપચાર પુજનના મંગાવ્યા અલબેલે. ૫. જેજે સામગરી વાલે કીધીરે. ભકતોયે સર્વે સંભારી લીધીરે. લાવી હરીને હાથો હાથ દીધી અલબેલે. ૬. ધર્મસ્થાન કરવાનું તાનરે પુજાનો સર્વે લઇને સામાનરે પુજા કરવા ઉઠયા ભગવાન અલબેલે ૭. ચારૂ ચંદન ચરચ્યું છે ભાલેરે હારપુષ્પના પેરાવ્યા વાલેરે ઉતારી આરતી વૃષલાલે અલબેલે. ૮. મુક્તમુની નીત્યાનંદસ્વામી બ્રહ્માનંદજીમાં નહિ ખામીરે ચોથા ચૈતન્યાનંદજીનામી. અલબેલે ૯. ચાર સદગુરૂસ્થાપન

કરીયારે સર્વે ઉદાર દીલના દરીયારે નીજજનના મનોરથ સરીથા અલબેલે ૧૦. વાત સીદ્ધ કરી અવીનાસીરે ઢાલી અંતરમાંથી ઉદાશી રે નંદકીશોરદાસે પ્રકાશી ૧૧. પદ ૩ સભારચી શામલે સુખકારીરે ગંગાસરને તીરે અવતારી. સભારચી શામલે. ઉભા થઇ પોત સારંગ પાણીરે. વાલો બોલ્યા મધુર મુખવાણીરે સંતહરીજનોયે તે વખાણી સભા. ૧. પુછયા લાયક સદગુરૂ છે જોરે આ સંતની સલાહ સર્વે લેજોરે કામકાજ વ્યવહારનું કેજો. સભા. ૨. સત સંગના માલીક ચાર રે એવો આજથી કર્યો કરારરે એમ બોલીયા ધર્મ કુમાર સભા ૩. હવે સતસંગમાહી રહીશરે સૌને હીતની વાત કહીશરે આશીવાદ સર્વેને દઇશ સભા ૪. આદજમાંહી અવતારી રે સભામાંહી બીરાજી મોરારીરે વાતું કરે અલૌકીકભારી સભા. ૫. જાંણી મહીમાને આ જલ પીશેરે. કાલમાયાતેજ થકી બીશેરે વરદાન આ આપ્યું જગદીશે સભા ૬. અમે આદરજમાં બહુ ફરીયારે તેથી અનંતજી વઉ ધરીયારે મુમુક્ષુજન પાવન કરીયા સભા ૭. ફરેઅવની ઉપર કીરતારરે ધર્મસ્થાપવા ધર્મ કુમારરે આવ્યા આદરજમાં ઘણીવાર સભા ૮. જલછાયાની જુગતી જાણીરે રાજી થયા છે સારંગ પાહીરે. કરીલીલા ન જાય વખાણી સભા ૯. નીત્ય દેવો ત્યાં દર્શને આવેરે પ્રસાદીરજ માથે ચડાવેરે. મહીમા મુખથી નિત્યગાવે સભા ૧૦. આવીરીત્યે તે આદરજમાંયરે નીત્ય આનંદ ઉચ્છવ થાયરે નેહે નંદ કીશોરદાસ ગાય સભા ૧૧. પદ ૪ પુરૂ.

પદ રાગ ગરબી શ્રીહરી વહેલા પધારજો રે લાલ.

વાણી સુણી વૃજવાલાની. સંત હરખ્યા અપાર.
હરીજન સંત મલી કર્યો હીંડોલાનો વીચાર વાણી ૧
મંગાસર અષ્ટોવરતારે શોધી ભુમીકા સાર.
હીંડોલો તે સ્થળે બાંધવા કરીસામગ્રી ત્યાર વાણી ૨
હીંડોલો અદભુત બાંધીયો બે આંબલીયોની ડાલ
જરીઆની વસ્રો શોભીત છે લીલાં પીલાંને લાલ વાણી ૩
રેશમના દોઊદોર છે માંહી સોનેરી તાર.
પચરંગી પટાદાર છે ગાદી તકીયો તેયાર વાણી. ૪
બારણાં બહુ વીધ શોભતાં ચાર કમાની દાર
ચીત્રવીચીત્ર રંગે કરી રંગીલા ખુબીદાર વાણી ૫
ચારે તરફ ચારદ્વારમાં લલકે પુષ્પના હાર
ચંપાચંબેલીને મોગરા ખુબખુશબોદાર વાણી ૬
કાજુકરણને કૈતકી જુઇ જાઈ અપાર ગુલદા
વદીને ગુલાબ છે કુંદકલીયોની હાર. વાણી. ૭
ઇત્યાદીક ઘણા પુષ્પના હાર ભબકા દાર
દેવો ભમર રૂપે આવીને કરે છે ઝણુકાર વાણી ૮
સોભે છે કલશસોના તણા હીંડોલાની મોઝાર
દીનકર કરથી દેદીપ્ય છે. તેજતેજ અંબાર વાણી ૯
અલોકીક હીંડોલા તણી શોભાવરણીન જાય
નંદકિશોરદાસ પ્રેમથી સંભારી હરખાય વાણી ૧૦ પદ ૧

શ્રીજી ઝુલામાં બીરાજીયા વર્ત્યો જયજય કાર
છડીદાર રૂડા રાગથી કરે નકી પોકાર શ્રીજી ૧

હારહોડ લતાપેરીહરી કંઠે મોતીની માલ
દ્વારે દ્વારે નવા રૂપથી આપે દર્શન દયાલ શ્રીજી ૨

હરીજનો ઝુલાવે હેતથી ઝુલે ધર્મકુમાર
દુર્લભ દર્શન કારણે આવ્યા દેવો અપાર શ્રીજી ૩

વીબુધ વજાડે છે દુંદુભી હૈયે હરખન માય
પુષ્પ ચંદનની વૃષ્ટી કરે મેઘાડંબરની છાંય શ્રીજી ૪

કાજુકેસરની કટોરીયું હસ્તમાં ફુલ માલ
અત્તર નોતમલાવીયા પુજવા વૃષલાલ શ્રીજી ૫

જાંબુનાદચામી કરના નંગ જડીત અનુપ
ભૂષણ છાબોમા લાવીયા પુજવા મુની ભૂપ શ્રીજી ૬

વાલે અવસર તેને આપીયો પુજા કરવાને કાજ
દીવ્ય દેહે દેવ આવીયા ગંગાસરનીરે પાજ શ્રીજી ૭

દેવોએ પ્રેમે પુજા કરી લાગ્યા કરજોડી પાય
આવો અવસર અમને હે પ્રભો સ્વામી દેજો સદાય શ્રીજી ૮

વીનતી સુણી દેવ વૃંદની બોલ્યા ધર્મકુમાર
સત્સંગમાં તમે આવજો સહુનો કરશું ઉધાર શ્રીજી ૯

દેવો ગયા દેવલોકમાં વીનવી વૃષલાલ
નંદકીશોરદાસ ગાય છે ખરો રાખીને ખ્યાલ શ્રીજી ૧૦

## પદ ૨ જુરૂ.

હુવનબાઇ બોલ્યાં તે સમે મુખ વાણી ઉદાર
અમને ઉગારવા આવીયા ધન્ય ધર્મકુમાર હુવન ૧
હે જગજીવન હે પ્રભો હે હરે મારા નાથ
હે પુરૂષોત્તમ પ્રેમથી મારો ઝાલોને હાથ હુવન ૨
હમારી જાત કીરાતની વનમાં વસનાર
કેશવલાલ કૃપા કરી તમે કરોરે ઉધાર હુવન ૩
અમારા ઘર વિષે આ સમે રીધી સીધી અપાર
પ્રભુજી આપ પ્રતાપથી કમી નથીરે લગાર: હુવન ૪
અમારાં ભાગ્ય અતી ભલાં તમે મળ્યા મહારાજ
આજ આવી છું પ્રેમે કરી પુજા કરવાને કાજ હુવન ૫
રાજી થઇને હેર રઘુપતી મરજી કરો મેહેરવાન
પુજન કરવાને હે પ્રભો હું લાવી છું સામાન હુવન ૬
અવતારી છો અવતારના શ્રીહરિસુખધામ
ભક્ત મનોરથ પુરવા છોજી પુરણકામ હુવન ૭
સુકૃત અનંત જનમનાં જેને ઉદ્દભવ થાય
તેને ત્રીકમજી તમે મલો વેદ પુરાણ ગાય હુવન ૮
ધર્મ એકાંતીક ધારવા ધારવા ધરણીપર ધર્મ લાલ
છપૈયા ધામ પ્રગટ થયા ભક્તિધર્મના બાલ હુવન ૯
પ્રેમ પેખી પ્રભુ બોલીયા પુજા કરો નીરધાર
નંદકીશોરદાસ ગાય છે સતશાસ્ત્રાનુસાર હુવન ૧૦

## પદ ૩ જુરૂ.

હવન બાયે પુજા કરી, રાખી રતુજી સાથ
ષોડશ ઉપચારે કરી, પુજાવ્યા દીનોનાથ. હવન બા. ૧
જરીતણો સુરવાલ છે નાડી સોનેરી સાર
જામો શોભે જરીયાનનો ભારે ભભકાદાર. હવન બા. ૨
ખંભે શેલું જરીયાનનું રૂપેરી બુટાદાર
શીરપર સોનેરી પાગમાં કલંગી ખુબીદાર. હવન બા. ૩
હેમ કડાં બેઉ હાથમાં પોંચે પોંચીયું સાર
આંગળીએ વેઢ વીંટીમાં નંગ ઝલકે અપાર. હવન બા. ૪
કાને કુંડલ મકરાકૃતી હૈયે હીરાના હાર
ઝગમગ ઝગમગ ઝલકે છે તેજ તેજ અંબાર. હવન બા. ૫
કંદોરો કટીમાં ધરાવીયો નંગ જડીત અનુપ
સુરતિ મનોહર માવની જોયા જેવું છે રૂપ. હવન બા. ૬
કેશર કપુર કસ્તુરી જુત ચંદનસાર
ચરચ્યું છે શ્રીજીના ભાલમાં શુભ સુગંધીદાર હવન બા. ૭
ગુલાબને ગુલદાવદી ચંપા ચંબેલી હાર
હેતેથી હરીને પેરાવીયા હવનબાયે તે વાર. હવન બા. ૮
ઉમંગે ઉતારી આરતી પેરાવી શણુગાર
વીનય સહીત કરી વીનતી જયજય ધર્મકુમાર હવન બા. ૯
વિશ્વપતીને વંદન કર્યું સર્વ કુટુંબે તે વાર
નંદકીશોરદાસ વર્ણવે નીજ મતી અનુસાર. હવન બા. ૧૦

## પદ ૪ થું.

આદરજમાં અવાનાશીયે ગંગાસરમેરે તીર
લીલા અલૌકીક આદરી રાજી થઇ બલવીર     આદર. ૧

સર્વ સંતે પછે પુજ્યા જીવન પ્રાણઆધાર
હાર ગુંજાના પેરાવીયા વંદે વારમવાર     આદર. ૨

ઝુલામાં ઝુલે છે શ્રોહરિ ઝુલાવે મુની સાથ
રેશમની રૂડી દોરને ગ્રહીને નીજ હાથ     આદર. ૩

સહુના મનોરથ માવજી કરી પુરણ નાથ
હિંડોલાથી હેઠા ઉતર્યા સોનેરી છડી હાથ     આદર. ૪

જીવ અનંત ઉધારવા પોતે શ્રી જગદીશ
દર્શન દેવાને કારણે આવ્યા અક્ષરાધીશ     આદર. ૫

ભક્ત સર્વે પૂર્વ જન્મના માનીને મુની નાથ
અવતારી આદરજ આવીયા સંત હરીજન સાથ     આદર. ૬

મુલજી ખાંટના કુલમાં જન્મ્યાં જે નરનાર
પાવન તે સર્વેને કર્યા પોતે ધર્મકુમાર     આદર. ૭

ધન્ય ધન્ય આદરજ વાસીને નેણે નીરખીયા નાથ
જન્મ સુફલ થયો જાણીને સર્વે થયાં સનાથ     આદર. ૮

નાત જાતને ગણે નહી નહી ઉત્તમ આચાર
ભક્તિનંદન ભક્તિ જોઇને તેનો કરેરે ઉધાર     આદર. ૯

અદભુત આવી લીલા કરી હરીયે આદરજ માંય
નંદકીશોરદાસ વર્ણવી હૈયામાં હરખાય     આદર. ૧૦

## પદ ૫ મુ.

પદ રાગ ગંરબી. મારૂ રાગની.

જમવા આવ્યા વાલો પુરમાંરે ગુણીયલ ગજગામી લોલ.

ભગુજીવાલા હજુરમાંરે સહજાનંદ સ્વામી લોલ ૧
સાથે ભગુજીત સંચરેરે ગુણીયલગજ
છત્ર ધરે શીર ઉપરેરે સહજાનંદ સ્વા. ૨
કુબેરસીંહ છે સાથમાંરે ગુણીયલગજ
સ્વર્ણ છડી શોભે હાથમાંરે સહજાનંદ સ્વા. ૩
બોલે જય શબ્દ ભાવમાંરે ગુણીયલ
ડંકો દીધો છે દંઢાવમાંરે સહજાનંદ ૪
ચીત ચોરે ચારૂ ચાલમાંરે ગુણીયલ
કેશર તીલક ભાલમાંરે સહજાનંદ ૫
ચાલ હંસને લજમણીરે ગુણીયલ
નાસીકા નૌતમ નમણીરે સહજાનંદ ૬
મુખ માંહી મીઠાં વેણછેરે ગુણીયલ
કાંજુ કમલ જેવાં નેણછેરે સહજાનંદ ૭
દર્શનની ખરી ખાંતછેરે ગુણીયલ
કુંદ કલી જેવા દાંતછેરે સહજાનંદ ૮
વેણ વદે વાલો વાલમાંરે ગુણીયલ
ટીબકડી જમણા ગાલમાંરે સહજાનંદ ૯
ખંભે ખેશ ખુબીદારછેરે ગુણીયલ
ગળામાં ગુલાબી હારછેરે સહજાનંદ ૧૦

વાલાનો વરણાગી વેશછેરે ગુણીયલ
શીર ખીતળીયાળા કેશછેરે સહજાનંદ ૧૧

દર્શન દેવા હુલાસછેરે ગુણીયલ
મુખમાંહી મંદ હાસછેરે સહજાનંદ ૧૨

હરીની હથેલીયું લાલછેરે ગુણીયલ
કરમાં રેશમી રૂમાલછેરે સહજાનંદ ૧૩

ગુછ શોભે કાજુ કાનમાંરે ગુણીયલ
શોભે શ્રીજી ભીના વાનમાંરે સહજાનંદ ૧૪

રેટો બાંધ્યો કશી કમરેરે ગુણીયલ
નંદકીશોરદાસ સમરેરે સહજાનંદ ૧૫

## પદ ॥૧॥ પુરૂ.

હાથમાં પોંચી છે હેમનીરે ગુણીયલ
દાસ પર દ્રષ્ટિ રહેમનીરે સહજાનંદ ૧
શોભે છે ભ્રકુટી શામનીરે ગુણીયલ
જાણી કમાણ છે કામનીરે સહજાનંદ ૨
કાજુ પીતાંબર પેરીયુંરે ગુણીયલ
કોરમાં કોરેલી કેરીયુંરે સહજાનંદ ૩
કરમાંહી સોનેરી સાંકલાંરે ગુણીયલ
જોવા જન થાય આકલાંરે સહજાનંદ ૪
સોનાનો કંદોરો શોભતોરે ગુણીયલ
મુનીજન મન લોભતોરે સહજાનંદ ૫

સંગે કાઠી સ્વાર શોભતારે ગુણીયલ
શત્રુતણા મન ક્ષોભતારે સહજાનંદ ૬

આવે એવી શોભા ધારતારે ગુણીયલ
દાસના ત્રાસ વીદારતારે સહજાનંદ ૭

કીરાત મંડલ આવીનેરે ગુણીયલ
વંદે છે શીર નમાવીનેરે સહજાનંદ ૮

હે હરી અમે આ તાલમાંરે ગુણીયલ
નીશાન માંડયું છે ખ્યાલમાંરે સહજાનંદ ૯

તોડીયે છેયે ખચીતથીરે ગુણીયલ
ટુટે નહી કોઇ રીતથીરે સહજાનંદ ૧૦

અમે ભેલા થયા રમવારે ગુણીયલ
તોડાવી પધારો જમવારે . સહજાનંદ ૧૧

સા બોલે શીર નમાવીનેરે ગુણીયલ
આડા પડશું અમે આવીનેરે સહજાનંદ ૧૨

હરી તમારી હજુરમાંરે ગુણીયલ
પાર્ષદ રહે છે સુરમાંરે સહજાનંદ ૧૩

માનીનું માન મોડાવીનેરે ગુણીયલ
જાઓ નીશાન તોડાવીનેરે સહજાનંદ ૧૪

વાણી સુણીને વાલો હસ્યારે ગુણીયલ
નંદકીશોરને ઉર વસ્યારે સહજાનંદ ૧૫

## પદ ૨ જુ.

વીનતી સુણીને શ્રીહરિરે ગુણીયલ
સેવક સ્વામી નીધા કરીરે સહજાનંદ ૧
જોઇ મરજી અવિનાશીનીરે ગુણીયલ
વરતી ચલીત થઇ દાસનીરે સહજાનંદ ૨
કહે ભગુજી બાહુકનેરે ગુણીયલ
હાથમાં આપો બંધુકનેરે સહજાનંદ ૩
દીવો મેલ્યો ઘડા ઉપરેરે ગુણીયલ
મધ્ય તલાવે ઘડો ફરેરે સહજાનંદ ૪
પ્રચંડ વાયુ વેગે કરીરે ગુણીયલ
ઘટ ન રહે થીર ઠરીરે સહજાનંદ ૫
ઘટ તરે મધ્ય સરમાંરે ગુણીયલ
રાખી ભગુજી નજરમાંરે સહજાનંદ ૬
પેહેલે ભડાકે થપાટમાંરે ગુણીયલ
ગોલી વાગી દીપ વાટમાંરે સહજાનંદ ૭
બચાવી લીધો છે ઘટનેરે ગુણીયલ
ઉડાડી દીધી દીવટનેરે સહજાનંદ ૮
તુટયું નીશાન તે જોઇનેરે ગુણીયલ
કોરાત રહ્યા છે મોઇનેરે સહજાનંદ ૯
ઠાકોર ઠીક વેગે ચડયારે ગુણીયલ
ભગુજીને ચરણે પડયારે સહજાનંદ ૧૦

તમે ખરા ભગવાનછોરે — ગુણીયલ
ભાલવામાં ભીનેવાનેછોરે — સહજાનંદ ૧૧
ભગુજી કહે કીરાતનેરે — ગુણીયલ
જુવોને કરી નીરાંતનેરે — સહજાનંદ ૧૨
આ ઉભા તે પ્રભુ એકછેરે — ગુણીયલ
હું જેવા ભક્ત અનેકછેરે — સહજાનંદ ૧૩
શ્રીજીના ચરણે નમો સહુરે — ગુણીયલ
સત્ય વાત તમને કહુંરે — સહજાનંદ ૧૪
અદભુત લીલા હરી કરેરે — ગુણીયલ
નંદકીશોર ચીતમાં ધરેરે — સહજાનંદ ૧૫

## પદ ૩. પુરૂ

કીરાત સહુ શ્રીજીને નમ્યારે — ગુણીયલ
મોહનને મનડે ગમ્યારે — સહજાનંદ ૧
કર જોડીને કરે વીનતીરે — ગુણીયલ
જમવા પધારો જદુપતીરે — સહજાનંદ ૨
પછે પ્રભુજી પધારીયારે — ગુણીયલ
હુવન બાને ઘેર આવીયારે — સહજાનંદ ૩
જમ્યાવાલો જુગતે કરીરે — ગુણીયલ
જમી ઉઠયા પોતે શ્રીહરીરે — સહજાનંદ ૪
હરીજન સંત તેડા વીયારે — ગુણીયલ
પીરસીને પોતે જમાડીયારે — સહજાનંદ ૫
તૃપ્ત કરી સર્વદાસનેરે — ગુણીયલ
પછે આપ્યા મુખવાસેનેરે — સહજાકંદ ૬

સભા કરી સાંજે શોભતીરે ગુણીયલ
ભક્તતણાં મન લોભતીરે સહજાનંદ ૭
મુનીજનો કરે ગાવણાંરે ગુણીયલ
આવ્યાં પરાં કેરાં રાવણાંરે સહજાનંદ ૮
આજ્ઞા કરી અવીનાશીયેરે ગુણીયલ
જમાડવા સુખરાશીયેરે સહજાનંદ ૯
કીરાત બારે પરાતણારે ગુણીયલ
બીજા મેમાન જમ્યા ઘણારે સહજાનંદ ૧૦
ભક્ત મનોરથ સારીયારે ગુણીયલ
સરોવર તીર પધારીયારે સહજાનંદ ૧૧
પછે શ્રીજી સુખીલા થયારે ગુણીયલ
ભકતો પોતાને ઘેર ગયારે સહજાનંદ ૧૨
શ્રીજી સવારમાં જાગીયારે ગુણીયલ
દાસ આવી પગે લાગીયારે સહજાનંદ ૧૩
નાથે નાઇને પુજા કરીરે ગુણીયલ
આવ્યા સભામાંહી શ્રીહરીરે સહજાનંદ ૧૪
નીત્ય નવી લીલા થાયછેરે ગુણીયલ
નંદકીશોરદાસ ગાયછેરે. સહજાનંદ ૧૫ **પદ** ૪ પુરૂં

**પદ રાગ ગરબી. હરીવેણુ વાયછેરે હોવનમાં એ ઢાલ.**

આદરજ ગામમાં રેહો વાલે, બાલકોને રાસ રમાડ્યા વૃષલાલે. આદરજ. ૧. હરીવર ઢોલીયે રેહો રાજે સતકાર કર્યો છે સંત સમાજે. આદરજ. ૨. રાસ લેવા હરીયેરે બોલાવ્યા, બાલ સહુ શ્રીજીને સન્મુખ આવ્યા. આદરજ ૩. હાથ જોડી હરીનેરે હો નમીયા, આજ્ઞાથી ડાંડીયા લઇ

સહુ રમીયા. આદરજ. ૪. રમતાં હરીનેરે હો નીરખે, નીજ ભાગ્ય માની હૈયામાં હરખે. આદરજ. ૫. કોઇ કોઈ રમતાંરે હો બેસે, પણ તેની સુરતી તો શામમાં રેછે. આદરજ. ૬. બેઠા હોય તેરે હો ઉઠે, ત્યારે હોય ઉભા તે બેસે હેઠે. આદરજ. ૭. રમતાં હરી ચરણે હો લાગે, ડાંડીયાના કટકટ કાટકા વાગે. આદરજ. ૮. નૌતમ નીરખી રેહો ખ્યાલ, મંદ મંદ હાસ કરે તૃષલાલ. આદરજ. ૯. સંત પ્રતી બોલ્યા રેહો સ્વામી, સંતો હવે આને કશી રહી ખામી. આદરજ. ૧૦. સંત બોલ્યા મહીમારે હો જાણી, વાલા આ બાલકોની ધન્ય કમાણી. આદરજ. ૧૧. વાત કરી પ્રભુએરે હો પ્રીતમાં, ચીતવે છે નંદકીશોરદાસ ચીતમાં. આદરજ. ૧૨. **પદ ૧ પુરૂ.**

મુનીજન મહીમારે હો ગાવે, આદરજ વાસી તે આનંદ પામે. મુનીજન. ૧. તીર્થાટનમારે હો ફરતા. વળી કોઈ યજ્ઞ વ્રતાદીક કરતા. મુનીજન. ૨. સાધન સઘળાંરેહો કરીયાં, પણ તેના સત્ય કારજ નવ સરીયાં. મુનીજન. ૩ આજ તમે અહળકરેહો ઢળીયા, માટે આ તો થાશે બાલક બહુ બલીયા મુનીજન. ૪. કલીયુગે તમનેરે હો પામ્યા, તેથી તેના શોક સંતાપ સહુ વામ્યા. મુનીજન. ૫. સંત એમ બોલ્યારે હો વાણી, વાલે તેને પ્રીત કરી પરમાણી. મુનીજન. ૬. પ્રભુ પાસે બાલકોરે હો આવ્યા, સર્વેને સાફા શ્રીજીયે બંધાવ્યા. મુનીજન. ૭. પીતસાર આપ્યાંરે હો હાથે, બાલકોને કૃપા કરી મુની નાથે. મુનીજન. ૮. બાલકો

તે આનંદ રે હો પામ્યા, ડાંડીયા નોખે લખેલીને વીરામ્યા. મુનીજન ૯. ધારી હરી મુરતીરે હો મનમાં, ગયા સહુ પોતપોતાના સદનમાં. મુનીજન. ૧૦. ધન્ય ધન્ય આદરજ નાં હો વાસી, પ્રેમ કરી આવી વશ્યા અવિનાશી. મુનીજન. ૧૧ આનંદ ઉભરયોરે હો જાય છે, નીરખવા નંદકીશોરદાસ ગાય છે. મુનીજન. ૧૨. **પદ ૨ પુરૂ.**

હરીયે મોકલ્યું રે હો કાવી, નારીયોને પોતા પાસે બોલાવી. હરીયે. ૧. સંતને આજ્ઞારે હો કીધી, સંતે ન્યારી સભા અલૌકીક કીધી. હરિયે. ૨. નીજ સંગ રાખ્યા રે હો વીચારી, અસ્વાર કાઠી બીજા ઘરબારી. હરિયે. ૩. બાઈયો બાહુકનીરે હો આવી, નોતમ દીન દીવાલી વધાવી હરિયે. ૪. શીરપર ગરબા રે હો મેલી, મલી રૂડો રાસ રમે સાહેલી. હરિયે ૫. હીંમત હૈયામાંરે ધારી, પ્રભુ પાસે ખેલે કીરાતની નારી. હરિયે. ૬. કરે કરી ગરબારે હો ઉછાલી, અન્યો અન્ય આપે છે તાનમાં તાલી. હરિયે. ૭ મુખે હરી કીરતનરે હો ગાવે, રાસ રમી રઘુપતીને રીઝાવે હરિયે. ૮. મન હર્યાં માનુનીનાં હો માવે, મુરતીમાંન વરસ દરસાવે. હરિયે. ૯ ભાવના ભુખ્યારે હો વાલો નેહ દરસાવે નેણે નંદલાલો. હરિયે. ૧૦. કરૂણા કીધીરે હો ભારી કૃત કૃત કરી કીરાતની નારી. હરિયે. ૧૧. પુન્ય પૂરવનેરે હો મલીયા, હરિ નંદકીશોરદાસે કલીયા. હરિયે. ૧૨ **પદ ૩ પુરૂ**

પ્રેમરસ જોઇનેરે હો ભારી, મેર કરી મલ્યા અખંડ અવતારી. પ્રેમરસ. ૧. નીરખ્યા નયણેરે હો સ્વામી, નારી-યોને કશી રહી નહી ખામી. પ્રેમરસ. ૨. અવતાર ધન્ય

ધન્યરે હો કીધો, નારીઓયે નૂતન અનુગ્રહ લીધો. પ્રેમ રસ. ૩. નારીઓને સાડલારે હો દીધા, પ્રેમ કરી પ્રભુ પાસ લથી લીધા. પ્રેમરસ. ૪. પીતસાર આપ્યાં રે હો નાથે, હરિવરે ખોબા ભરી નીજ હાથે. પ્રેમરસ. ૫ વીનતી કરવારે હો ભારી, હાથ જોડી ઉભી કીરાતની નારી. પ્રેમરસ. ૬ જગદીશે જોઈનેરે હો સામું, પુરી કરી સહુના હૈયાની હામુ પ્રેમરસ. ૭. રઘુપતિ રાજીરે હો રેજો, નીત નીત અદભુત દર્શન દેજો. પ્રેમરસ. ૮. નારીઓયે વિનતીરે કીધી, વાલે સહુના સામી તે દ્રષ્ટિ દીધી. પ્રેમરસ. ૯. અદભુત લીલારે હો ભારી, આદરજ આવી કરી અવતારી. પ્રેમરસ. ૧૦. મુરતીને મનમાંરે હો ધારી, ઘેર ગઈ સર્વે કીરાતની નારી પ્રેમરસ. ૧૧. આનંદ ઉભર્યો રે હો જાય છે, નેહ કરી નંદકીશોરદાસ ગાય છે. પ્રેમરસ. ૧૨. પદ ૪ પુરૂ.

## પદ રાગ ગરબી.

### શ્રીહરિ વેહેલા પધારજો.—એ ઢાલ.

અન્નકોટ ઉચ્છવ આદર્યો, આવી આદરજ ગામ;
ધર્મ ધુરંધર શ્રીહરિ પોતે પુરણ કામ. અન્ન. ૧
પરમ હંસપુરા પાંચસે, હરિભકતો અપાર;
પોતા સાથે લાવ્યા શ્રીહરિ, કાઠીના અસ્વાર. અન્ન. ૨
રતુજી ખાંટની ઉપરે, રાજી થયા મહારાજ;
અવીનાશી ઓચીંતા આવીયા, કરવા અદભુત કાજ. અન્ન. ૩
વચન આપ્યું હતું વનમાં, કરવાને અંગીકાર,
અવશાર જાણીને આવી છે, રીધી સીધી અપાર. અ. ૪

હલ હાંકતાં રતુ ખાંટને, નીજ ક્ષેત્ર મોઝાર;
મલ્યો ચરૂ સોનામોરનો, તેથી હરખ્યા અપાર. અન્ન. ૫
તે ચરૂ શ્રીજી આગે ધર્યો, રતુ ખાંટે તે વાર;
વરદાન વનનું વિચારીને, વાલે કરી અંગીકાર. અન્ન. ૬
ઉધાર કરવા અનંતનો, ઇચ્છયા ધર્મકુમાર;
અતી અદભુત લીલા કરી, રતુ ખાંટને દ્વાર. અન્ન. ૭
ભકતનો ભાવ ભાલી હરી, રાજી થયારે અપાર;
નંદ કીશોરદાસે છબી ઉપરે, તનમન બલીહાર. ૮ પદ ૧
આખ્યાન કહું રતુ ખાંટનું સાંભલો સુખરૂપ,
રતુજી ત્રણ અવતારના હરિભકત અનૂપ. આ. ૧
પ્રથમ જનમ ગુહરાયનો ત્રેતાયુગ મોઝાર,
રાજી કરવા રઘુનાથને સેવા કરીરે અપાર. આ. ૨
સીતા રામ રામાનુજને બેસારી નાવમાંય,
સ્નેહેથી સરીતા ઉતારીને આપ્યા વનફલ ત્યાંય. આ. ૩
રાજી કર્યા સીતારામને બની ચરણના દાસ,
પર્ણકુટીઓ બનાવીને કરાવ્યા રે નીવાસ. આ. ૪
રાજી થઇને વર આપીઓ પોતે રઘુપતિ રાય,
મોક્ષ કરીશ તારો માનજે કલીયુગની માંય. આ. ૫
રઘુપતિ કૃષ્ણરૂપે થયા લીધી ભકતની સાર
શબ્દવેધી કર્યો શામલે એક લવ્ય ઉદાર. આ. ૬
કૃષ્ણ થયા કલીયુગમાં સ્વામી નારાયણ રૂપ,
એક લવ્યને ચોગી કર્યો રતુ ખાંટ સ્વરૂપ. આ. ૭
પૂર્વનું બસદ વીચારીને શ્રીહરિ કરી મેર,
નંદકીશોર કહે આવીયા, રતુ ખાંટને ઘેર. આ. ૮ પદ ૨

આરંભ અન્નકોટનો કર્યો મોટી આદરજ માંય,
આવ્યો સામાન ઘણી જાતનો દેશો દેશથી ત્યાંય આરંભ ૧
પકવાન બહુ પરકારનાં વાલે કરાવ્યાં સાર,
સંતોએ શુદ્ધ શ્રદ્ધા થકી સેવા સજી અપાર. આરંભ ૨
પાત્ર ભરીને ભોજનતણાં કરી રચના અપાર,
જમવાને શ્રીજી આગળ ધર્યાં જમ્યા ધર્મકુમાર. આરંભ ૩
જમી ચલુ કર્યું જાદવે ગંગાજલ કર્યું પાન,
મુખવાસ લીધો છે હસ્તમાં મેહેર કરી મેહેરવાન આરંભ ૪
પંકતી કરવા નીજ દાસને આજ્ઞા કરી અવીનાશ
ભકતોને પીરસી જમાડવા હૈયે ધર્યોરે હુલાસ. આરંભ ૫
પેર્યું પીતાંબર પ્રેમથી લીધી ઉપરણી હાથ,
કમરકસી બંભે નાખીને ત્યાર થયા મુની નાથ. આરંભ ૬
સદગુરૂ સર્વે સજ થયા રાજી કરવા દયાલ,
પંકતીમાં આવી ઉભા રહ્યા હસ્તમાં ગ્રહી થાલ. આરંભ
હાસ્ય કરી હરી કૃષ્ણજી ગ્રહી પકવાન હાથ, નંદકીશોર
દાસ કે પ્રભુ. જમાડે જન સાથ. આરંભ. ૮. **પદ** ૩ **પુરૂ**

પંક્તીમાં પીરસતાં વાલમો, કરે વચન ઉચાર,
ટાણે મલે ને નાણે નહી મલે, સંતો કરોરે વીચાર. પં૦ ૧
સ્વાતિ નક્ષત્રના બીંદુને, છીપ ઉછલી અપાર,
ગ્રહણ કરે તમ સૌલહે, પ્રસાદી કરી પ્યાર. પંક્તી. ૨
વચન સુણીને વાલમતણું, સંતો હરખ્યા અપાર,
આપો આપો મારા નાથજી, મુજપાત્ર મોઝાર. પંક્તી. ૩
ફરીયા પ્રીત્તમ પ્રેમ લાવીને, પંક્તીમાં પાંચવાર,
જ્યારે આપે ત્યારે સૌલહે, કોઇ ન કરે નાકાર. પંક્તી. ૪

દેવ આવ્યા સર્વે દોડતા, પ્રસાદી લેવા કાજ,
અક્ષરપતિ અમે રહી ગયા. મરજી કરો મહારાજ. પંક્તી. ૫
વીનતી સુંણીને મોટા દેવની, હરીયે આપ્યો પ્રસાદ,
મહીમા જાંણી મહારાજનો, દેવો કહે ધન્યવાદ. પંક્તી. ૬
જુકતે જમાડી જદુપતી, સંત હરીજન સાથ,
પછે પંગતમાંથી નીસર્યા, કોટી ભુવનનો નાથ. પંક્તી. ૭
રતુખાંટને રાજી કર્યા, પુરી અલબેલે આશ,
લીલા સંભારીને વર્ણવે, નંદકીશોરદાસ. પંક્તિ. ૮ પદ. ૪

## પૂર્વછાયો.

એક સમે આદરજ વિષે, રજની માંહી હરી પોઢયા હતા,
રૂદન સુણી નીજ દાસનું, શ્રી હરી થયા છે જાગતા. ૧
ભગુજીને શ્રીજી કહે, કોણ રૂદન કરે છે ઘણું,
શબ્દ સુણીને આસમે, હૃદય કંપે છે અમતણું. ૨
કરો તપાસ એ કોણ છે, સામટે કરે છે રૂદન,
ભગુજી ઉઠયા તપાસવા, સાંભલી શ્રીજીનું વચન. ૩
મધ્ય રાત્રીયે સંઘમાં, તપાસ કર્યો બલવંત,
સમીપે હરીજનને ગયા, પુછવા લાગ્યા વરતંત. ૪
કયાના રહીશ તમે કોણ છો, શ્યા માટે કરો છો રૂદન,
પ્રભુએ પુછવા મોકલ્યો, સત્ય માનો મારૂં વચન. ૫
વાણી સુણી ભગુજીતણી, બોલ્યા હરી જન ધરી હામ.
વીશનગરનો વાસીછું, ભાવસાર પાનાચંદ નામ. ૬
મુને થયો છે જાનવો, ધીરજ ધરે નહી મન,
અતી ઘણું દુઃખ થાય છે, તે માટે કરૂંછું રૂદન. ૭

મારૂં રૂદન સુંણી શ્રીહરી, તજી શયનને જાગ્રત થયા,
તપાસ કરવા મોકલ્યા, તમને દીલે ધરીને દયા. ૮
સુતાશ્રીજીને જગાડીયા, મે ઠીક કર્યું નહી કામ,
વાલમને વંદન કરીને, કેજો મારા પરણામ. ૯
અપરાધ માફ કરાવજો, વાર વાર કરી વીનતી તમે,
પ્રારબ્ધનું દુઃખ જે છે. તેને ભોગવશું ભગુજી અમે. ૧૦
એવાં વચન સુણી ભક્તનાં, ભગુજી ગયા હરી પાસ,
વંદન કરી હરીને કહ્યું, પ્રભુ કરી આવ્યો છું તપાસ. ૧૧
વીશનગરના રહીસ છે, ભાવસાર પાનાચંદ નામ,
જાનુમાં થયો છે જાનવો, તેથી રૂદન કરે મધ્ય જામ ૧૨
વચન સુણી નીજ સેવકનું, પ્રભુજી પોતે બેઠા થયા,
ભગતનું દુઃખ ભાંગવા, હરીયે ધરી દીલમાં રયા. ૧૩
ગંગાસરના નીરનો, લોટો ભરી લ્યો હાથમાં,
રૂમાલ લૈને હે ભગુજી, ચાલો મારા સાથમાં ૧૪
સેવક સાથે શ્રી હરિ, ગયા પોતે પાનાચંદ પાસ,
દયા કરી દીન બંધુએ, સદ્ય ઉગારવાની જ દાસ. ૧૫
શ્રીહરીનાં દર્શન કરી, પોતે પાનાચંદ પાવન થયા,
બોલ્યા હે પુરૂષોત્તમ, દર્શન દીધાં કરીને દયા. ૧૬
પ્રભુ કહે જાનવા તણો, ઉપાય આવડે અમને,
મંત્ર બોલીને મુખથી, સુખીયા કરીશું તમને. ૧૭
જમણે ચરણે જાનવો, ડાબે પગે ડમરૂ રહ્યું,
ગંગા જલલહી હાથમાં, એમ સાતવાર હરીયે કહ્યું. ૧૮
રૂમાલ જલમાં ભીંજીને, જમણા જાનુ ઉપરધરી,
મંત્ર બોલી જાનવો, પોત ઉતાર્યો શ્રીહરી. ૧૯

દુઃખ સર્વે સમુલું ગયું, પછે પાનાચંદ સુખીયા થયા,
આ રીત્યે મધ્ય રાત્રીમાં, પોતે કરી પુરણ દયા. ૨૦
અતિ દયાલુ શ્રીહરી, દયા કર્યા વીના ચાલે નહી,
સુખી કરવા દાસને, એ પણ પોતે લીધું સહી. ૨૧
શ્રીજીની વીનતી કરીને, પાનાચંદ પોઢી ગયા.
પોતાને સ્થાને પધારી, શ્રીહરિ સુખાલા થયા. ૨૨
મહારાજે મધ્ય રાત્રીમાં, દુઃખ ટાળ્યું નીજ દાસનું,
અવની ઉપર આવવામાં, એ કારણ અવીનાશનું ૨૩
મુલજી ખાંટ તત્સુત રતુજી, સુજાબા હુવનબા સહી,
તેને અર્થે આદરજે, હરી આવ્યા એ વાત કહી. ૨૪
આદરજમાં અવતારીયે, આવી અલોકીક લીલા કરી,
આગમના આધારથી, નંદકીશોરદાસે ઉચરી. પદ ૧ ૨૫

## પદ રાગ ગઝલ.

એક સમે અવીનાસી પોતે, આદરજપુર મોઝાર,
ગંગા સરથી જમવા આવ્યા, હુવનબાઇને દ્વાર. ૧
સંગાથે સુરવીર સુભટ, શોભે છે પાર્ષદ ચાર.
ભગુજીને રતુજી મીયાંજી, જાલમસીંહ ઉદાર. ૨
હેમંતોત્તમ સુર સોમને, નાંઝલદ્દ બલવાન.
ખટવાંગાદીક ભુપતી ભેલા, ભયહારી ભગવાન. ૩
અખીલ ભુવનના નાથ નીરખીને, હુવનબાઈ સુધીર,
નટવરને નવરાવવા સારૂ, લાવ્યાં નીરમલ નીર. ૪
ચારૂ ચોકમાં ચોકી ઢાલી, પધરાવ્યા ભગવાન,
મુકુંદ વર્ણીને સ્નાન સમયનો, આપ્યો સહુ સામાન. ૫

ત્રાંબા કુંડી ટોચ ભરીને, આપ્યું શંબર સાર,
મુકુંદ વર્ણી હેતે નવરાવે, અખીલ ભુવન આધાર. ૬
કસ્તુરી કેસર ચંદનને, અત્તર તેલ ફુલેલ,
શ્રીહરીના અંગે ચોળીને, નવરાવ્યા અલબેલ ૭
સ્નાન કરીને શ્રીહરી ઉઠયા, તે સમયે સહુદેવ,
નંદકીશોર કહે પોશાગ લઇને, આવ્યા ત્યાં તતખેવ. ૮ **પદ ૧**
શ્રીપતી વૈકુંઠ ધામથી લાવ્યા, પીતાંબર કરી પ્યાર,
શીવશંકર કૈલાસથી લાવ્યા, હીરા માણીના હાર. ૧
બ્રહ્મા લાવ્યા બ્રહ્મલોકથી, બ્રહ્મસુત્ર બ્રહ્મરૂપ,
વરૂણદેવ ઉપરણો લાવ્યા, અતી અદભુત અનુપ. ૨
ઈંદ્ર લાવ્યા કુંડલ કુંદનનાં, મનહર મકરાકાર,
રત્ન જડીત સોભે છે સારાં; અદભુત શોભાદાર. ૩
મુકુટ લાવ્યા પ્રદ્યુમન પોતે, જાંબુનદનો સાર,
હીરામણીના નંગથી નીકલે, તેજ તેજ અંબાર. ૪
શંકરષણ લાવ્યા જરીયાની, જામો કરીને પ્યાર,
નંગ જડીત તેથી શોભે છે, સોના રૂપાના તાર. ૫
અનીરૂધ લાવ્યા અત્તર ભરીને, અત્તરદાની અમુલ,
નીરજર લાવ્યા નંદન વનથી: જાત્યજાત્યનાં ફુલ. ૬
શેષ પોતે પાતાલથી લાવ્યા, ચીંતામણીના હાર,
કાર્ત્તિકય કસ્તુરી લાવ્યા, ભારે ભબકાદાર. ૭
વ્યજન વામ વાયુદેવ લાવ્યા, અટપટ આંટીદાર,
નંદકીશોર કહે નંગ ચલકતાં, તેની શોભા અપાર. ૮ **પદ–૨**
કુબેર ત્યાં કંદોરો લાવ્યા, નૌતમ નંગ ખચીત,
અગરબતી અગ્નિદેવ લાવ્યા, ચોરે સુગંધે ચીત. ૧

રતન જ્યોત્યના દીપક લાવ્યા, આદીત દેવ ઉદાર,
શશધર શીતલ ચંદન લાવ્યા, પુજવા ધર્મકુમ.ર. ૨
દીગગજ લાવ્યા શુંણુશુંથીને, ગજ મોતીની માલ,
કમલા લાવ્યાં કુંકુમ ભરીને, કંકાવટી વીશાલ. ૩
એ રીત્યે સહુ વસ્ત્ર આભુષણ, લાવ્યા ધારી ઉમંગ,
વૃષલાલે તે પ્રેમ કરીને, ધાર્યાં અંગોઅંગ. ૪
દેવોને દર્શન દઇ બોલ્યા, ધર્મકુંવર કીરતાર,
અજ્ઞાને અનુસર જ્યો સર્વે, તો કરશું ઉધાર- ૫
શ્રી હરિની આજ્ઞા શિર ધરીને, દેવ ગયા નીજ ધામ,
વસ્ત્ર ભુષણ ઉતારી બેઠા, જમવા શ્રી ઘનશ્યામ. ૬
ભાત ભાતનાં ભોજન વ્યંજન, ભરી થાલમાં સાર,
વર્ણી મુકુંદ જાતે જુગતીથી, લાવ્યા કરીને પ્યાર. ૭
ચતુર્ભુજ ચોકી પર બેઠા, બાજોઠ ઉપર થાલ.
નંદકીશોર કહે વરણી ઉભા, ધારી કરમાં રૂમાલ. ૮ **પદ–૩**
સંત હરિજન ફરતા બેઠા, દર્શન કરે અનુપ,
દાસ જનોને દર્શન દેતા, જમે મુનીવર ભુપ. ૧
જમતાં કાન ઉઘાડા રાખી, ઓઢી ઉપરણી શામ,
તે જોઇને રતુખાંટે પુછયું, સાંભલો શ્રીઘનશામ. ૨
ભોજન કરતાં હે જગજીવન, કેમ ઉઘાડા કાન,
આ નૂતન ચંચલ ચેષ્ટાનો, મર્મ કહો ભગવાન. ૩
રતુ ખાંટનું પ્રશ્ન સુંણીને, બોલ્યા શ્રી સુખધામ,
કરવાને અરજી અમપાસે, આવે દેવ તમામ. ૪

અધીકારીની અરજી સુણી, ખુલાસા કરવા માટ,
જમતા કાન ઉઘાડા રાખું. સાંભલો હે રતુ ખાંટ. ૫
શ્રીહરિનાં એ વચન સુણીને, રાજી થયા સહુદાસ,
શ્રીહરિયે જલપાન કરીને હસ્ત લીધો મુખવાસ ૬
પ્રેમીજનોને શ્રીહરિયે આપી પરસાદી સાર
હેતકરી જમવાથી સર્વે સેજેતર્યા સંસાર ૭
સંત હરિજનની પંક્તી કરાવી પાત્રે ભરાવ્યા પાથ
નંદકીશોર કહેપીર સવા આવ્યા અખીલ ભુવનનો નાથ ૮

## પદ ૪ પુરૂ,

સદગુરૂઓ સર્વે સંપીને ભોજનના ભરીથાલ
શ્રીહિરને સન્મુખ આવીને ઉભા રહ્યા મરાલ ૧
પક્તીમાં ભોજન ભગવાને પીરસ્યું છે પંચવાર
નીજકરની દુર્લભપ્રસાદી દીધી દીનદા તાર. ૨
સાંજ સમયની સભા કરાવી. ગંગાસરનેનીર.
સીંહાસન ઉપર આવીને બેઠા છે બલવીર. ૩
સભામાંહી શ્રીહરિયે પોતે વાત કરી અદભુત
નિઃસંશય નિશ્ચયની વાતે દાસ કર્યા મુજબુત. ૪
શ્રીહરિ કહે હે ભકતજનો સહુ વાત સુંણે અભીરામ.
ચારમુકતને માટે હું આવ્યો આદરજગામ. ૫
એક ભકત જેના કુલમાં થાય તેના પુન્ય પ્રતાપ
એકોત્તેરે પેઢી ઉધરે છે બોલ્યા શ્રીહરી આપ. ૬
માતાપીતાની વીશ ચોવીશ ભાર્યા સોલ ભગનીબાર.
એકાદશ દુહીતા ફોઈધીદશ આઠમાસી નીરધાર ૭

એવી રીત્યે એકોતેર પેઢીનો થાય ઉધાર
નંદકીશોર કહે એકભકત સહુને પાવન કરનાર ૮ પદ ૫ પુરૂ.
મુલજી ખાંટના કુલમાંહી થઇ ગયા હવે થાનાર.
સંત હરીજન સંગ પ્રીતથી સહુનો થશે ઉધાર ૧
એમ સભામાં શ્રીહરીયે આગમ રીત્યે કરીવાત
સંતહરીજન સાંભળીને તે સર્વે થયારડીયાત. ૨
દેશદેશના હરિજન આવ્યા દર્શન કરવા કાજ.
કરતારથ સર્વે કીધાં હરિકૃષ્ન મહરાજ ૩
ખાનપાનને ઉતારાથી કોઇ ન થયું નીરાશ
સર્વજનોનું રક્ષણ કરીસું ધન્યરતુજીતદાસ ૪
જેટલા દીન અલબેલો વશીયા આદરજપુર મોઝાર
તેટલા દીન સહુ હાજર ઉભા આદરજનાં રહેનાર ૫
દીન પ્રતિદિન દરશપરશનું સુખ આપે અવિનાશ
ભક્તજનોની દ્રઢતા જોઈને શ્રીહરિ કહે સાબાશ ૬
આદરજપુરમાં ભકતજનોયે લીધાં સુખ અપાર
પ્રેમ જોઇ પરસોત્તમ પોતે રીઝયા ધર્મકુમાર ૭
આદરજમાં અલબેલે આવી ખેલ કર્યો અતીસાર
ભકિત ધર્મ સુત શ્રીહરિ નંદકીશોર બલીહાર ૮ પદ ૬ પુરૂ.

## પૂર્વ છાયો

આદરજથી હરિઆલીયા નીજ સેવક પરનીગાકરી
હવન બાસુજાબા આદી સહુ ભકતોયે સ્તુતી કરી ૧

### પદરાગ ગરબી

### ।। રેવેચાણી હુંતો હરિવર ને હાથે એઢાલ ।।

રેહરિવર અમને નીત્ય દર્શન દેજો અવાને આવા અંત-
રમાં રહેજો હરિવરરે. આદરજમાં માંહી આવીનાંશી આવ્યા

સાથેસંત હરિજનોને લાવ્યા હરિવર ૧. રે અમપર વાલો અઢલક ઢલીયા ઓચીતાના આવી મોહન મલીયા હરિવર ૨ રે કેશવ અમે કીશતની જાતી શામલીયાજી કરી તમે ખ્યાતિ હરિવર ૩. રે વાલમ અમે ભાગશાલી ભારી આવ્યા અમારે ઘેર અવતારી હરિવર ૪. રે આદરજ માંહી લીલા કરી સારો તાર્યાસર્વે નટવર નરનારી હરિવર ૫. રેગુના અમારા બક્ષી શકર જો માધવ કાલ માથાનો ભય હરજો હરિવર ૬. રે આદરજપુર તીર્થ કર્યું ભારી દાસનંદકીશોર બલહારી હરિવર ૭. **પદ ૧** પુરૂ રે અમે થયાં બલવંત બલ ભાગી, હરિવર તમથી લગની અખંડ લાગી. અમેથયાં રે સેવક જાણી શીક્ષા વચન કેજો દુઃખ દરિયામાંથી ઉગારી લેજો અમેથયાં ૧. રે સંસારીથી સગપણ સહુ તોડયું સુંદવરતમ સાથે જોડયું અમેથયાંરે ચરણ સેવા જન્મોજનમ દેશો શામરીયાજી સંભાલી લેશો અમેથયાંરે ૩. ધન્ય ધન્ય આદજની ધરણી ધન્ય પુરવાસીની પુન્ય કરણી અમેથયાંરે ૪. ગંગાસરમાં મુક્ત મંડલ સંગે લીલા કરી અદભુતર સરંગે અમેથયાંરે ૫. ગંગાજલ ઉપયોગમાં લીધું. ગંગાસરને તરતુતીરથ કીધું અમેથયાંરે ૬. દર્શન કરે આદરજતાં ભાવે નંદકીશોર કે તેને જમનાવે અમેથયાં ૭. **પદ ૨** પુરૂ વીનંતી વલા અંતરમાં ધરજો આદરજ સામા ફેર પગલાં ભરજો વિનતિ અમે સેવા કરી ભલેભાવે જગમાં કોઇ અમતુલ્ય નવ આવે વિનતિ ૧. વાલમ અમને સંભારી લીધાં અધીકારી અક્ષરનાં કીધું વિનતી અન્નકોટ કરવા આદરજમાં ભારી આદરકરી આવ્યા છો અવતારી વિનતી ૩. વંદનવાલા

કરીયે છેયે તમને જેવા છો તેવા જણાણા અમને વિનતી ૪. તમે ક્ષર અક્ષરથી ન્યારા પ્રીતમ અમને પ્રાણથકી પ્યારા વિનંતી ૫. રક્ષણ કરવા ભકત તણું ધારી ડંકો દીધો દંઢાવ્યમા ભારી વિનતી ૬. આદરજ માંહી રહ્યા ભલે ભાવે દાસનંદ કીશોર બલજાવે વિનતિ. ૭. પદ ૩ પુરૂ કૃપા કરી અમપરમતવાલા આદરજ આવ્યા ધર્મતણાલાલા કૃપાકરીરે આરેપુરમાં ફરી દર્શન દીધાં ઠાકોર કુલ કૃતારથ કીધાં કૃપાકરીરે ૧. જાદવ જમપુરી ટાલી નાંખી વાલમ લખચોરાશી દુરરાખી કૃપાકરીરે ૨. મહીમા વાધ્યો ઉરમાંહી ભવ અજને શોર ધારે આદરજ નીરજને કૃપાકરીરે ૩. આદરજ પુરને શરણે લીધું સર્વે લોકમાંહી પ્રસિધ કીધું કૃપાકરીરે ૪.

રે તમે થયા અમ ઉપરે રાજી તેથી અમે જીતી ગયાં બાજી. કૃપા કરી. ૫. સ્તુતી સુણી પોતે પ્રસન્ન થઇને, અમૃત દ્રષ્ટી કરી ઉભા રહીને. કૃપા કરી. ૬. શ્રીજીની આ લીલા ચમત્કારી, દાસ નંદકીશોર વિસ્તારો. કૃપા કરી. ૭ પદ ૪ **ઇતિશ્રી આદસરજલીલા.**



